સંવત ૧૯૭૯ના પરસોતમ માસની પુનમ
ઉપર ડાકોરમાં થએલું ગોમતીજીનું વર્ણન.



# ગોમતીનો ગજબ અને
# પરસોતમ માસની પુનમ ઉપર થએલા
# કાળો કેર.


લેખક

કોમીક કર્તા મગનલાલ બાપુજી ગોધરાવાળા

હાલ મુ આણંદ



પ્રકાશક

ગનીમીયાં અલ્લીમીયાં અહમદનગરકર

હાલ મુ આણંદ





આવૃત્તી પહેલી   પ્રત ૪૦૦૦   સને ૧૯૨૩

કિંમત ૦-૧-૦

# ગોમતીજીનો ગજબ.



ગોમતીએ ગજબ કીધો ઘણાનો તો ભોગજ લીધોરે
આજ ગોમતીએ ગજબ કીધોરે નિર્દોષોનો પ્રાણજ લીધો ગોમતી

ઘર થકી ઉમંગ ધરી વળી આવ્યા ડાકોર માંય
તેથી ગોમતી ગુસ્સે થઈને કંઈકને રોકયા ત્યાંય—ગોમતી ૧

દ્વારકાંથી રણછોડજી આવ્યા ને ડાકોર કીધો વાસ
ગોમતીને પણ પ્રીય ગણીને રાખી પોતાની પાસ—ગોમતી ૨

પરસોતમ માસની પૂનમ ઉપર પ્રેમ કરી સૌ જાય
તેથી આ ગોમતી વ્હાલ ધરીને નિર્દોષોને ખાય—ગોમતી ૩

સાંજના સાડા પાંચ વાગે સૌ જન કો ફરવા જાય
તેવા સમયનો લાભ સાધી તેની નાવડી ઉંધી થાય—ગોમતી ૪

સ્ત્રીઓ પુરૂષને બાળક જુઓ નિર્દોષ પ્રાણી ગણાય
પ્રેમ થકી સૌ ફરવા જતાં ગોમતી માંહી તણાય—ગોમતી ૫

લાભો, કુબેર અને કાળીદાસ એ ધર્મ બંધુઓ કહેવાય
સંપ થકી સૌ સાથે રહેતા તે ગોમતીથી ના સહેવાય-ગોમતી ૬

સ્ત્રીઓ પુરૂષ અને બાળક જુઓ નિર્દોષ પ્રાણી ગણાય
પ્રેમ થકી સૌ ફરવા જાતાં ગોમતી માંહી તણાય -ગોમતી ૭

ગોમતી માત તું ગુસ્સે થઈ પણ વૈધે શું કરીઓ કેર
નાડીઓ કોઈનાં હાથ ના લીધી વાળીતે કયારનાં વેર-ગોમતી ૮

ગોમતી કેરા ગોટાળો જોઈને મગન દોડયો જાય
રંગ ભુવનની અંદર જઈને માગે ડાકટરની સહાય-ગોમતી ૯

ત્યાંથી ડાકટર ઉભા થઈને આવ્યા છે ગોમતી ઘાટ
કલાક દોઢ એક ઉભા રહીને જુએ લાશોની વાટ-ગોમતી ૧૦

ગોમતી કેરા આરાની ઉપર મેદની જામી અપાર
લાશો તણી પીછાનો જ્યાં પડતાં સત્વર છુટીઆ તાર-ગોમતી ૧૧

પહેલો વાર જે અમદાવાદી હીંગુ પોળનો કહેવાય
હાથમાં આવી વાંચતા સાથે સ્નેહીથી કેમ રહેવાય-ગોમતી ૧૨

આઠનો તાર સવાઆઠે મળતાં હૈડાં ઉચાં થાય
સ્નેહીઓ ત્યાંથી જુદા થઇને સ્પેશીયલ કરવા જાય-ગોમતી ૧૩

અમદાવાદથી નીકળી સ્પેશીઅલને આવી છે ડાકોર માંય
લાશો પીછાની બોલાવતા સાથે હૈડાં વછુટયાં ત્યાંય-ગો૦ ૧૪

આથી તેઓના સ્નેહીના દીલને આશા રહીતી જરાય
કહે છે તેડાવો ડાક્ટરને જીવ તેનો ગભરાય -ગો૦ ૧૫

પણ આશા એ સ્નેહીઓ કેરી સઘળી નીષ્ફળ થઇ
મનની બધી મનમાં રહીને તનની તનમાં ગઈ-ગો૦ ૧૬

માટે સૌ જને ભેગા થઇને કીધોતો અગ્ની દાહ
સતિ થઇ તેં કેર શું કીધો વાહરે ગોમતી વાહ-ગો૦ ૧૭

પ્રિય વાંચકો વાર્તા મેં તો જે જે બની તે કહી
પણ સુણજો બાકી જનેની અધુરી અહીંથી રહી ગો૦ ૧૮

ત્રણ તો લીધા અમદાવાદી વાડાસીનોરના બેય
એકતો લીધો બારડોલીનો ખંભાતી બે કેય ગો૦ ૧૯

એક રહ્યો જે બાકી તેની જાણતો ન કંઈ વાત
ત્રણ રહી જે ઓઆે તેનાં પડેલી ગોમતી ઘાટ-ગો૦ ૨૦

આવી રીતે જણા બાર તણો તે ભોગ નક્કી કહેવાય
પણ જુવો રણછોડજી કેરા દ્વારે જુલમ શું થાય-ગો૦ ૨૧

માટે કહું છું વાંચક વીરા સુણજો તમે એહ
કર્મ તણાં તે ફળ પામ્યાં છે નક્કી જાણજો એહ-ગો૦ ૨૨

જાત્રા કેરા ધામે જઇને કરે જે જુંઠાં કૃત્ય
કોઇક જનના પાપે સમજો પામ્યા સૌજન મૃત્ય-ગો૦ ૨૩

૧૦૭૧૩



ગોમતી ગણી હોવીત તમે પણ તેનો નથી કાંઈ વાંક
જુઠાં કરીને કૃત્ય પછીકે ગોમતીમાં નાહી નાંખ,-ગો૦ ૨૪

માટે કહુંછુ વાંચક વીરા કરજો સારાં કામ
જાત્રા કેરા ધામે જઈ નવ લજવશો તમ નામ -ગો૦ ૨૫

કંઈક જનો યાત્રાના બાને આવે ડાકોર માંય
મગન કહે મોજ ભોગવવા માટે માલી રહેછે ત્યાંય-ગો૦૨૬

આજ ગોમતી એ ગજબ કીધોરે નિર્દોષોનો ભોમજ લીધો.

લેખક-કોમીક કવિ મગનલાલ બાપુજી
ગોધરાવાળા.

સમાપ્ત.

જસમાઈનનો

આયોડાઈઝડ

# સારસાપેરેલા

પરદેશી કે દેશી કોઈપણ બનાવટના બીજા સારસા કરતાં જસમાઈનનો સારસાપરેલા ચઢીઆતો છે. એમ વાપરનાર છાતી ઠોકીને કહે છે. તમે વાપરીને ખાત્રી કરો. લોહી બીગાડ દુર કરી શક્તિ આપે છે પ્રમેહ, વિરફોટીક, ચાંદી, ખસ, ખરજવાં, ગડગુમડ, સંધીવા, હાથપગમાં ફુટ, શરીરે કાળા ડાઘા પડવા, વિગેરેમાં અકસીર છે. દરેક અનિયમીતપણું મટાડે છે. નિરોગી અને સશક્ત થવા માટે જસમાઈનના સારસાપરીલાની ત્રણ બાટલી જરૂર લીજો. કીંમત રૂ. ૧ાા. વી. પી. થી રૂ. ૧ાાા=. શીશીના વી. પી. થી રૂ ૫)= છ શીશીના રૂ. ૬)=.

લખો—જસમાઇન એજન્સી.

નડીયાદ, (ગુજરાત)